શ્રી.

# કુચ્છ ભૂપતિ વિષે કવિતા.

## અંતર્લાપિકા—દોહરો.

ખેંચી ચિત સંસારથી, ગાન પ્રભુ ગાય;
રમા રમણુ રાજી રહે, જીવન સુધરી જાય. ૧.

## ઝુલણા છંદ.

સર્વ વ્યાપિ વિભુ, સર્વ ત્રાતા પ્રભુ, સર્વ માતાપિતા સર્વ દાતા,
સર્વ જન જોડી કર માગીએ સ્નેહથી આપ ખેંગાર નૃપ સુખ સાતા;
ચંદ્ર કુળ ચંદ, દેશેંદ્રના[1] વંશ, અવતંશ છે ઈંદ્ર નરંઈદ્ર આજે,
ખલકમાં ખેમથી દીર્ઘ આયૂ રહી રાવ ખેંગારજી ખાંતે બિરાજે. ૨
સુભગ[2] શોભા શશી વંશ શિરોમણી સકળ કલ બુદ્ધિ છે શ્રેષ્ટ જેની,
નિપુણ નીતિ નિરિક્ષા વળી ન્યાય નેક નામી નહિ ન્યૂન તેની;
તિવ્ર તોખાર[3] તરવાર તાતી અતિ પાર નહિ તેજ જે તરિત[4] તાજે,
ખલકમાં ખેમથી દીર્ઘ આયૂ રહી રાવ ખેંગારજી ખાંતે બિરાજે. ૩
આપ અખિલેશ તુજ અખુટ ભંડારથી અર્થ આગાર[5] આનંદ દાતા
કીરણો કીર્તિના કોટિ કોટી વિષે કચ્છપતિના કરો ઉદય થાતાં;
ભારતીનો ભલી ભાતથી ભેદ, વેદ દે ભાંખવા ભક્તિ કાજે,
ખલકમાં ખેમથી દીર્ઘ આયૂ રહી રાવ ખેંગારજી ખાંતે બિરાજે. ૪
બાહુ જેના ભલા ભરત સમ ભૂપ સુત કર્ણજીત પ્રીત જળ મીન જેવી,
શૂર શાણા વળી સારદા જેમણ સતત શ્રધ્ધા થકી સખ્ત સેવી;
માધુભારાજ યુવરાજ શોભે સદા, માનુભા કુંવર મ્હારાજ રાજે

---

૧ પૂર્વજનું નામ. ૨ સારાં નસીબ. ૩ ઘોડા. ૪ તરતું
૫ પૈસાનો ભંડાર.

ખલકમાં ખેમથી દીર્ઘ આયુ રહી રાવ ખેંગાર ખાંતે બિરાજે. ૫

## સુધાપન્હ્ નુન્યલંકાર. સવૈયો.

મિત્ર પ્રત્યે મિત્ર ઉકતી.

હોય પુરી ન ભુજંગમની,[1] કહુ આ અમરાપુરી આજ બણી છે,
મ્હેલ નથી નૃપનો સુભ્ર મિત્ર સુરમ્ય[2] હરમ્ય[3] સુરેસ તણી છે;
રાજ સમાજ નથી ભુજનો પણ ઇંદ્ર સભાજ ગણો બગણી છે,
ચંદ્ર તણા કુળચંદ્ર ખેંગાર નથી પણ ઇંદ્ર ત્રિલોક ધણી છે. ૬

### ત્રોટક છંદ.

જગદીશ્વર તું જગનો કરતા,
ભરતા, હરતા દુખ, સંહરતા;
સુખ આપ સદા કહિયે ભજીને,
યદુ વંશ નરેશ ખેંગારજીને. ૭
શુભ નીતિ સુ રીતિથી રાજ કરે,
નિજ રૈયતથી અતિ પ્યાર ધરે;
શુભ સાજ સદા અરપો સજીને,
યદુ વંશ નરેશ ખેંગારજીને. ૮
કરો રૈયતના સુખ સાજ સદા,
હરતા દુખ દીન તણા દુખદા;
નૃપ રે' સરણે મદને તજીને,
યદુ વંશ નરેશ ખેંગારજીને. ૯
વિદ્વાન વિદાન[4] કરે ચિતથી,
વળતી બહુ મોજ કરે વિતથી;

---

૧ સર્પની પુરી-ભુજ, ૨ સુશોભિત. ૩ મેહેલ. ૪ પરીક્ષા.

કરતા કવિ ગાન સદા યજીને,[1]
યદુ વંશ નરેશ ખેંગારજીને. ૧૦

## સમરૂપકાલંકાર—દોહરો.

કવિમુખ ગોમુખ ગંગ છે. યશ ખેંગાર સલીલ;[2]
રજની દિવસ ધારા વહી, પ્રસર્યા જગત અખીલ. ૧૧

## હરિગીત છંદ.

પ્રસર્યા અખિલ અવની વિષે યશ ઠામઠામ પ્રસિદ્ધ છે,
સદ ગ્રંથ પંથ ઇનામ આપી પ્રગટ પુષ્કળ કીધ છે;
કીધા નિરાશ્રિત ફંડ તેવો દીન પ્રાણઆધારજી,
અહનીશ રાખો ઇશ ખુશ અવનીશ[3] રા' ખેંગારજી. ૧૨
જે રાજનીત પુનીત પ્રીત સુરીતથી રંજિત રહી,
સર્વત્ર પુત્ર સમાન ગણીને નિજ પ્રજા પાળે સહી;
લવલેશ ક્લેશન, બેશ બંદોબસ્ત બાંધ્યા સારજી,
અહનીશ રાખો ઇશ ખુશ અવનીશ રા' ખેંગારજી. ૧૩
કીધા પ્રવાસો પૂર્ણ પૃથ્વિ પંથ તેમ પયોધિએ,[4]
વિચર્યા વિલાયત આદિ દેશજ બેશ કેટલા શોધિએ;
તે કાવ્ય કેરા ગ્રંથ કવિયે[5] કિધ કોડ અપારજી,
અહનીશ રાખો ઇશ ખુશ અવનીશ રા' ખેંગારજી. ૧૪
વળી અન્ય દેશોની અનંત સુનીતિ લઇ નિજ રાજમાં,
દાખલ કરી દિલમાં ધરી, પરિપૂર્ણ રાજ સમાજમાં;

---

૧ સ્તુતિ કરીને. ૨ પાણી. ૩ ભૂપતિ. ૪ સમુદ્ર. ૫ કવિ શિવલાલ ધનેશ્વરે "કચ્છ ભૂપતિ પ્રવાસ વર્ણન" નામનું કાવ્યનું સુંદર પુસ્તક રચ્યું છે.

૪૫૯૩



શુભ પદવિયો સનમાનની દીધી ઘણી સરકારજી,
અહનીશ રાખો ઈશ ખુશ અનનીશ રાખેંગારજી. ૧૫

### ઉલ્લેખાલંકાર–દોહરો.

કલ્પતરૂ કવિયો તણા, રૈયત સમજે તાત;
શઠ સમજે હઠ તોડવા, પ્રગટયો રૂપ કૃતાંત. ૧૬

### છંદ ભુજંગી.

વિભો વિશ્વ વ્યાપી અલાપી[2] વદુંછું,
સુણો નમ્ર વાણી નમીને કહુંછું;
ચહે છે ચિત્તે ચોંપથી દેશ આખો,
મહારાજ ખેંગારજી સુખી રાખો. ૧૭
બનીને કૃપાળી કરી વૈદ્યશાળા,
રચી અન્ય શાળા લિયે બોધ બાળા;
સદા છે સુખાળા જનો જેથી લાખો,
મહારાજ ખેંગારજી સુખી રાખો. ૧૮
કર્યા છે ઘણા પુસ્તકાગાર[3] સારા,
રચ્યા છે બગીચા ખુલા સર્વ પ્યારા;
સુધારા વધારા કર્યા ધન્ય ભાખો,
મહારાજ ખેંગારજી સુખી રાખો. ૧૯

### ( સમરૂપકાલંકાર )

પ્રભા[4] જેમની સૂર્ય જેવી પ્રકાશે,
ઠગો તસ્કરો પેર ઉલ્લુક[5] નાશે;

---

૧ધર્મરાજા. ૨આલાપ કરીને–ગાઈને. ૩લાયબ્રેરી. ૪ કાંતિ
૫ ઘુવડ

શશી શત્રુવંશો તણો જેથી ઝાંખો,
મહારાજ ખેંગારજી સુખી રાખો. ૨૦
સદા દેશ વિદેશમાં કીર્તી જામો,
અતિ રાવનો વંશ વિસ્તાર પામો;
"જિયેરા "જિયેરા" મુખે સર્વ દાખે,
મહારાજ ખેંગારજી સુખી રાખો. ૨૧
વધે દેશ વિદ્યા કળા તો વિશેષે,
સદા નિર્મળો ન્યાય ફેલાય દેશે;
કૃતિના ફળો ચાહિયા ચોર ચાખો,
મહારાજ ખેંગારજી સુખી રાખો. ૨૨

## દોહરો.

હંસ[1] સુધાર[2] નિધિનારી[3] નિધિ, જ્યાં લગી ગંગ ગિરીશ[4];
ચિરંજીવ ત્યાં લગી રહો, સ્થિર ખેંગાર મહીશ. ૨૩

## સવૈયા એકત્રીશા.

દીન દયાળ કૃપાળ દયાનિધિ દિલમાં મે'ર ધરીને આજ,
સુખ સંપતિને શાંતિ સર્વદા કચ્છ નૃપને આપો મહારાજ;
દિન દિન અધિક પ્રતાપ વધે ને વધે સદા કુળનો વિસ્તાર,
જગદીશ્વર જય સદા આપજો વિજયવંત ભૂપતિ ખેંગાર. ૨૪
રૈયતનું હિત ચિત્તમાં જેના સદા રહે છે ચોંટયું સાર,
વિવિધ પ્રકારે વાંછિત સુખ જે અરપે છે અહોનીશ અપાર;
કૂવા, તળાવો, સેતુ, બાગને પુસ્તક શાળા કરી નિરધાર,
જગદીશ્વર જય સદા આપજો વિજયવંત ભૂપતિ ખેંગાર. ૨૫

---

૧ સૂર્ય, ૨ ચંદ્ર ૩ સમુદ્ર ૪ હિમાલય પર્વત.

નિર્મળ ન્યાય સદાય મળે છે દુખ નહિ દેશ વિષે લવલેશ,
ચોરી ચાડી ચિતથી ટાળે શઠને છે ભય ઘણો નરેશ;
નિજ નિજ ધંધે વળગી લોકો ચોખો ચહે ચિતથી વ્હેવાર.
જગદીશ્વર જય સદા આપજો વિજયવંત ભૂપતિ ખેંગાર. ૨૬
"ખમાખમા ખેંગાર નૃપતિને" વદતા જન મન માંહી મુદીત,
તોપ ધડાકે અન્ય ભડાકે "જીઓરા" મુખ કહે ગભીત;
શામ ધર્મી છે એવી રૈયત વસે વિદેશે ચહી વેપાર,
જગદીશ્વર જય સદા આપજો વિજયવંત ભુપતિ ખેંગાર ૨૭

## आशिर्वाद

### શાર્દુલ વિક્રિડિત વૃત્

અંજ ન્યાત્મજ[1] અદ્રિપુત્રી[2] સુતનો[3] ટાળો સદા આપદા,
વાતારી[4] અરિસ્વામિ[5] સંપ પિતુ[6] તે સોંપો સદા સંપદા;
શ્રંગી[7] શતરૂ[8] સમર્થ સર્વ સ્થળમાં, ભુમી કરો તુષ્ટ તે,
અર્પો જેહ અભિષ્ટ ઇષ્ટ વસતુ, "મોમાય"[9] મા ઇષ્ટ તે ૨૮

### વસંત તિલકા વૃત્

સાથે રહોજ નવ[10] આઠ[11] સદાય સારી,
સાતે[12] કરોજ મુખ ગાયન કીર્તિ તારીઃ
બ્હોતેર[13] ચૌદ[14] તવ અંતર માંહી જામો,
ખેંગાર ભૂપ મુખ ક્રાંતિ સુ સોળ[15] પામો. ૨૯

---

૧ હનુમાન ૨ પાર્વતિ ૩ ગણપતિ. ૪ સર્પ ૫ કાર્તિક સ્વામિ ૬ શિવ. ૭ પર્વત ૮ ઈંદ્ર ૯ કુળદેવી. ૧૦ નવનિદ્ધિ ૧૧ અષ્ટસિદ્ધિ. ૧૨ સ્વર–સંગીતના ૧૩ કળા ૧૪ વિધા ૧૫ સોળેકળા

## માલિની વૃત

અચળ સદન માંહિ, અબ્ધિધી[1] પુત્રી રહેજો;
વિજય સતત સારાં, ચંડિકા દેવી દેજો.
વદન કમળ માંહી, વાણિ[2] વેગે વસ્તી હો;
અચળ ચિત તમારૂં, ઇશ ચર્ણમ્બુજે[3] હો. ૩૦

## હરિગીત છંદ

મંગળ કરે માહેશ શેષ સુરેશ[4] મંગળને કરો,
મંગળ કરેજ ગણેશ વાળી ધન્નેશ[5] ભંડારો ભરો;
ક્ષિતિ[6] વ્યોમ[7] જળ પાતાળમાં ટળી વિઘ્ન ઇંદુ[8] એ સને,
જીવરામ કામ બધા વિષે જય થાવ વંસને.



---

૧ લક્ષ્મી ૨ સરસ્વતી ૩ ચરણકમળ ૪ ઇંદ્ર ૫ કુબેર ભંડારી ૬ પૃથ્વી ૭ આકાશ ૮ ચં

# જાહેર ખબર

આ ચોપડી મફત વેહેંચવાની છે, જેમને જોઇએ તે-મણે પોસ્ટેજની અરધા આનાવાળી ટિકિટ એક મોકલી નીચેને ઠેકાણુ ઠેકાણેથી મંગાવી લેવી.

દેશલપુર ( કચ્છ ) મોરારજી અજરામર દ્વિવેદી.

ભુજપુર ( કચ્છ ) જીવરામ અજરામર ગોર.